# स्थापित लिंगपूजा निर्णय

(निर्णयसिंधु वगेरे ग्रंथो उपरथी)

अमदावादना सिष्ट पंडितोए निश्चय कर्यो
ते प्रमाणे छपावी प्रसिद्ध करनार

ब्रह्मचारी श्री ज्ञानानंदजी

અમદાવાદ.
યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી
કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૨ સન ૧૮૮૬

# પ્રસ્તાવના.



અમદાવાદ શેહેરમાં ધનાસુતારનીપોળમાં નૂતનસ્થાપિત શિવલિંગનું શ્રી કાશીવિશ્વનાથનું દેવળ છે; તેની પૂજા કેટલાક વાણીયાએ કરવાનો આગ્રહ કર્યો હતો, તેથી તે મહેલ્લાના બ્રાહ્મણોએ તથા બ્રહ્મચારી શામાનંદજીએ તે વાણીયાને કહ્યું કે સ્થાપિત શિવલિંગની પૂજા કરવાનો અધિકાર શાસ્ત્ર પ્રમાણે તમને નથી. માટે હવેથી તમે પૂજા કરશો નહીં, તે ઉપરથી તેમણે તે વખતે પૂજા કરવી બંધ રાખી, અને શ્રી શામાનંદજીએ વેદપાત્ર બ્રાહ્મણોની મદદથી તે શિવલિંગની યથાવિધી વેદમંત્ર વડે પુનઃપ્રતિષ્ઠા કરી. ત્યારપછી તે લિંગની બ્રાહ્મણોજ પૂજા કરતા હતા. થોડા મહીના ઉપર ફરીથી એજ વાણીયા માહાદેવની પૂજા કરવા આવ્યા; તેમને ઉપર લખેલા બ્રહ્મચારીએ પૂજા કરવાની ના કહી, છતાં તે કહે કે અમને તો અમારા ગુરૂએ પૂજા કરવાની રજા આપીછે, માટે કરીશું. તે ઉપરથી બ્રહ્મચારી શ્રી શામાનંદજીએ સંવત ૧૯૪૨ ના અસાડ વદી ૧૧ ને મંગળવારે સાંજના ચાર વાગતાં અમદાવાદના સિષ્ટ પંડિતોની સભા મેળવી, તે વખતે નીચે લખેલા પંડિતો પધાર્યા હતા.

૧ વેદમૂર્त्ति ભટ દામોદર રામચંદ્ર અગ્નિહોત્રી.
૨ શાસ્ત્રી લીલાધર લલ્લુભાઈ.
૩ શાસ્ત્રી ભગવાનજી નીલકંઠભાઈ.
૪ શાસ્ત્રી અમરતલાલ કરૂણાશંકર.
૫ શાસ્ત્રી ખુશાલરામ પરશુરામ.
૬ શાસ્ત્રી ગીરજાશંકર લક્ષ્મીરામ.
૭ શાસ્ત્રી હરજીવન લક્ષ્મીરામ.
૮ શાસ્ત્રી વાસુદેવ.
૯ શુકલ હરીશંકર ગૌરીશંકર.
૧૦ જોશી હરીશંકર બાપુજી.
૧૧ જોશી કરૂણાશંકર ગણેશજી લીંબડીવાળા.
૧૨ પુરાણી મગનલાલ.
૧૩ પુરાણી સંપતરામ બેહેચર.
૧૪ પુરાણી વજેશંકર.
૧૫ પુરાણી હરગોવન.
૧૬ દવે બુલાખીરામ નારાયણ.
૧૭ શુકલ અંબાશંકર.
૧૮ પુરાણી નાગેશ્વર.

ઇત્યાદિ વેદશાસ્ત્ર સંપંન બ્રાહ્મણો તથા બીજા વાણીયા વગેરે મળીને આશરે ૨૦૦ માણસ આ કાશીવિશ્વનાથ

માહાદેવમાં ભેગા થયા હતા. તેમાં પ્રથમ શાસ્ત્રી ભગવાનજી નીલકંઠભાઈએ સભાને પ્રશ્ન પુછયો કે, નૂતન સ્થાપિત શિવલિંગની પૂજા કરવાનો અધિકાર કોનેછે ? ને કોને નથી, તેનો શાસ્ત્રાર્થં પ્રમાણે નીશ્ચય કરી આપો ? તે ઉપર સભાના પંડિતોએ પરસ્પર ગ્રંથાવલોકન કરી શાસ્ત્રાર્થનો વાદવિવાદ કરી નીચે લખ્યા પ્રમાણે સર્વાનુમતથી નીશ્ચય કર્યોછે.



२९१४

# स्थापित शिवलिंग पूजा निर्णय.

## निर्णयसिंधुग्रंथे.

अत्राधिकारिणउक्ताः कृत्यकल्पतरौदेवीपुराणे

वर्णाश्रमविभेदेनदेवाःस्थाप्यास्तुनान्यथा

ब्रह्मातुब्राह्मणैःस्थाप्योगायत्रीसहितःप्रभुः

चतुर्वर्णैस्तथाविष्णुःप्रतिष्ठाप्यःसुखार्थिभिः

भैरवोऽपिचतुर्वर्णैरंत्यजानांतथामतः

मातरःसर्वलोकैस्तु स्थाप्याःपूज्याःसुरोत्तमाः

लिंगंगृही यतिर्वापि संस्थाप्यतुयजेत्सदा

## शिवसर्वस्वेभविष्ये.

यस्तुपूजयतेलिंगे देवादिमांजगत्पतिम्

ब्राह्मणःक्षत्रियोवैश्यः शूद्रोवामत्परायणः

तस्यप्रीतःप्रदास्यामि शुभान्लोकाननुत्तमान्

तिथितत्त्वेस्कांदे

शूद्रः कर्माणि यो ऽनित्यं स्वीयानि कुरुते प्रिये
तस्याहमर्चां गृह्णामि चंद्रखंडविभूषिते
ब्रह्मचारी गृहस्थो वा वानप्रस्थश्च सुव्रते
एवं दिने दिने देवं पूजयेदंबिकापतिम्
सन्यासी देवदेवेशं प्रणवेनैव पूजयेत्
नमोंतेन शिवेनैव स्त्रीणां पूजा विधीयते
एतच्च पुराणप्रसिद्ध जीर्णलिंगपूजाविषयम्

यानि तु त्रिस्थलीसेतौ नारदीये

यः शूद्रेणार्चितं लिंगं विष्णुं वा प्रणमेन्नरः
न तस्य निष्कृतिर्दृष्टा प्रायश्चित्तायुतैरपि
नमेद्यः शूद्रसंस्पृष्टं लिंगं वा हरिमेव वा
स सर्वयातनाभोगी यावदाचंद्रतारकम्

पाखंडपूजितंलिंगं नत्वापाखंडतांव्रजेत्
आभीरपूजितंलिंगं नत्वानरकमश्नुते
योषिद्भिःपूजितंलिंगं विष्णुंवापिनमेत्तुयः
सकोटिकुलसंयुक्तः आकल्पंरौरवंवसेत्
इत्यादीनितानि नूतनस्थापितलिंगविषयाणि
यदाप्रतिष्ठितंलिंगं मंत्रविद्भिर्यथाविधि
तदाप्रभृतिशूद्रश्च योषिद्वापिनसंस्पृशेत्

इत्यादितत्रैवोक्तेः

प्रतिष्ठायांतुशूद्रादीनांनाधिकारः

स्त्रीणामनुपनीतानां शूद्राणांचजनेश्वर
स्थापनेनाधिकारोऽस्ति विष्णोर्वाशंकरस्यवा
यःशूद्रसंस्कृतंलिंगं विष्णुंवापिनमेन्नरः

इहैवात्यंतदुःखानि पश्यत्यामुष्मिकोकिमु
शुद्रोवानुपनीतोवा स्त्रियोवापतितोऽपिवा
केशवंवाशिवंवाऽपि स्पृष्ट्वानरकमश्नुते
ब्राह्मण्यपिहरंविष्णुं, नस्पृशेच्छ्रेयइच्छती॥
सनाथामृतनाथावा, तस्यानास्तीहनिष्कृतिः॥
इतिबृहन्नारदीयेस्कांदोक्तेः

---

# श्री जगदीश्वर प्रसन्नोस्तु.

## ગુજરાતી ટીકા.

ઉપર લખેલાં વાક્યોનો ગુજરાતીમાં અર્થ નીચે પ્રમાણે થાયછે.

નિર્ણયસિંધુ નામના ગ્રંથમાં નીચે લખ્યા પ્રમાણે પૂજા કરવાનો પ્રકાર બતાવ્યો છે.

કૃત્યકલ્પતરૂદેવી પુરાણમાં અધિકારીયો કહ્યા છે, તે આ ઠેકાણે લખ્યુછું.

વર્ણાશ્રમના ભેદ પ્રમાણે દેવો સ્થાપન કરવા, બીજી રીતે સ્થાપન કરવા નહીં. બ્રાહ્મણોએ ગાયત્રીની સાથે સમર્થ એવા બ્રહ્માનું સ્થાપન કરવું.

તેમ સુખની ઇચ્છા રાખનાર ચારે વર્ણના લોકોએ વિષ્ણુની સ્થાપના કરવી. ને ભૈરવનું પણ તેમણે સ્થાપન કરવું. અંત્યજ એટલે નીચ વર્ણના લોકોને ભૈરવની સ્થાપના કરવાનું કહેલું છે.

દેવોમાં ઉત્તમ એવી માતાઓ સર્વ લોકોએ સ્થાપન કરવી, ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ તથા સન્યાશી લિંગનું સ્થાપન કરી નિરંતર પુજન કરે.

શિવ સર્વસ્વ ભવિષ્યપુરાણમાં

શિવજી કહેછે કે, દેવોમાં આદિ અને જગતનો સ્વામી જે હું તેનું પુજન લિંગને વિષે આધીન થઇને બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કે શુદ્ર જે કરેછે તેને જેથી ઉત્તમ બીજુ કાંઈ નથી ને જે કલ્યાણકારી છે એવા લોકની પ્રાપ્તી કરૂંછું.

તિથિ તત્વસ્કંદપુરાણમાં.

ચંદ્રના અંશથી શોભાયમાન હે પાર્વતી ! જે શુદ્ર પોતાના ધર્મ પ્રમાણે નિત્યકર્મ કરેછે તેની પૂજા હું ગૃહણ કરૂંછું.

જેનું વ્રત સારૂંછે એવી હે પાર્વતી ? બ્રહ્મચારી, ગૃહસ્થ, અને વાનપ્રસ્થ એઓ ઉમાના પતિ માહાદેવની રોજ પૂજા કરે.

દેવના દેવને તેના સ્વામી જે શિવ તેમની પૂજા સન્યાશી ઓંકારથી કરે, જેના અંતમાં નમસ્પદ છે એવા શિવના મંત્રથી. એટલે (શિવાય નમઃ) એથી સ્ત્રીને પૂજા કરવી કહી છે.

ઉપરનાં વાક્યો પુરાણમાં પ્રસિદ્ધ એવાં જીર્ણ લિંગની તથા છુટાં બાણ જે પોતાના ઘરમાં હોય તેની પૂજા કરવાનાં છે. જે વાક્યો ત્રીસ્થલીસેતુ નારદપુરાણમાં છે તે નીચે લખ્યાં છે.

શુદ્રે પૂજા કરેલ લિંગ અથવા વિસ્નુને જે પુરૂષ નમે

તની શુદ્ધિ દશ હજાર (૧૦૦૦૦) પ્રાયશ્ચિતથી પણ ની શકે એમ દેખાતુ નથી.

શુદ્રે સ્પર્શ કરેલા લિંગને અગર વિશ્નુને જે પુરૂષ નમે તે જ્યાં સુધી ચંદ્ર અને તારા રહે ત્યાં સુધી, સર્વ ન- ;નો ભોગી થાય છે. પાખંડીએ પૂજા કરેલા લિંગને નમ- ◌ી પાખંડી થાયછે. ભરવાડ જાતનાએ પૂજા કરેલ લિં- ગન મવાથી નરક મળેછે.

સ્ત્રીઓએ પૂજા કરેલ લિંગને અથવા વિશ્નુને જે નમે તે કોટી કુળના પુર્વજ સાથે કલ્પપર્યંત રૌરવ નરકમાં રહે. ઇત્યાદિ વાક્યો નવીન સ્થાપિત લિંગ વિશેનાં છે.

વેદમંત્ર જાણનારા બ્રાહ્મણોએ વિધિપૂર્વક જે લિંગની પ્રતિષ્ટા જે દિવસથી કરેલી છે તે દિવસથી તે લિંગને શુદ્ર ગર સ્ત્રીયે સ્પર્શ કરવો નહીં.

ઇત્યાદિ વાક્યો પણ ત્યાંજ કહ્યાં છે.

તિષ્ઠા કરવામાં તો શુદ્રાદિઓને અધિકાર નથી; કે જ ન્ ? સ્ત્રી, અનુપનીત, અને શુદ્ર, એઓને વિ શંકરનું સ્થાપન કરવાનો અધિકાર નથી.

એ સંસ્કાર કરેલા લિંગને (એટલે શિવલિંગને નુંને જે પુરૂષ નમેછે તે આ લોકમાં વે છે; તો પરલોકને વિશે વધારે કુ

શુદ્ર, અનુપનીત, (બ્રાહ્મણ. ક્ષત્રી અને વૈશ્ય એ વર્ણમાંથી જેને વેદશાસ્ત્રની વિધિ પ્રમાણે જનોઈ નથી તે,) સ્ત્રી અને પતિત (સ્વધર્મથી દૂર થએલો, ધર્મ કર્મ કરનાર, અને નાતબાહાર મુકેલો) એટલા વિ અગર શિવને સ્પર્શ કરે તો તેને નરકની પ્રાપ્તી થાયછે.

બ્રાહ્મણની સ્ત્રી સધવા અથવા વિધવા હોય જો તે પોતાનું ભલું ઇચ્છતી હોય તો તેણે શિવ અથ વિશ્નુને સ્પર્શ કરવો નહીં. તેમ છતાં જો તે સ્પર્શ કરશે તો તેમાંથી સારૂં ફળ મળવાનું નથી. આવું બૃહન્નારદીય સ્કંદ-પુરાણમાં કહ્યું છે.

હાલના વાણીયા અને કણબી લોકો કહેછે કે અમો વૈશ્ય જાતી છીયે, પરંતુ એ કહેવું તેમનું ભૂલભરેલું શાસ્ત્રમાં કહ્યું છે કે.

जन्मनाजायतेशुद्र, संस्काराताद्विजउ-
ाभ्यासीभवोद्विप्रो, ब्रह्मविद्ब्राह्मणः२

ણસ માત્ર જન્મે છે ત્યારથીજ શુદ્ર૦
તેને શાસ્ત્ર પ્રમાણે જનોઈ દેવાનો સં
ો દ્વિજ કહેવાય છે, દ્વિજમાં બ